Chapter-11



## ખંડ : ૩:

### પ્રકરણ : ૧૧:

### -: ભજનમાં ગુરુમહિમા :-

"ગુરુ અક્ષરાતીત આનંદ, કહ્યો વેદ જાણીએ,
સતગુરુ છે ચેતન બ્રહ્મ, જીવન ધન્ય જાણીએ." – મૂળદાસ.

#### સાખીઓમાં ગુરુમહિમા

ગુરુનો નિરવધિ પ્રેમ એ જ શિષ્યની મૂડી છે. એ વિના જ્ઞાનની પરમ ચેતના પામી ન શકાય. જીવનની ચર્મદૃષ્ટિ જેને સ્થૂલ કહે છે એમાં પણ સૂક્ષ્મનું દર્શન કરાવનાર અંતરચક્ષુ જોઇએ. આ માટે ગુરુ શિષ્યનું મેધાજનન કરે છે ને એમ ગુરુની શક્તિ શિષ્યનું ત્રીજું નેત્ર બની રહે છે. શિષ્યને માટે આવા પ્રતિભાચક્ષુ આપનાર "ગુરુ અક્ષરાતીત આનંદ"છે. અક્ષરાતીત આનંદ તો બ્રહ્માનંદનો સહોદર છે. તો ગુરુ પણ શિષ્યને મન બ્રહ્મસ્વરૂપ ને આનંદ-સ્વરૂપ છે. આ દૃષ્ટિએ ગુરુ ને બ્રહ્મ અભેદરૂપે વિલસે છે. ગુરુ બ્રહ્મસ્વરૂપ છે, ગુરુ ગોવિંદરૂપ છે. એટલે કબીર અને અન્ય સંતો કહે છે:

"ગુરુ ગોવિંદ દોનું ખડે, કીસકૂ લાગુ પાય,
બલિહારી ગુરુદેવકી, જિન ગોવિંદ દિયા બતાય."

"ગુરુ બિના જ્ઞાન ન ઊપજે, ગુરુ બિના મીલે ના ભેદ,
ગુરુ બિના સંશય ના મીટે, જય જય જય ગુરુદેવ."

આવા ગુરુ મનને જીતવાની ને મનની દુર્વૃત્તિ મટાડવાની ઔષધિ છે. એના ચરણોમાં જતાં એ જ્ઞાનૌષધિ લાધે છે.

"મન મારનકી ઔષધિ, સત ગુરુ દેત બતાય,
ઇચ્છિત પરમાનંદ કો, સો ગુરુ ચરણે જાય."

ગુરુ પારસમણિ કરતાં પણ શ્રેષ્ઠ છે. પારસમણિ તો લોઢા માત્રને કંચન કરે છે, પણ પોતાસ્વરૂપ બનાવવા અસમર્થ છે; ગુરુ તો બધું -

સ્વ-સ્વરૂપ કરી શકે છે અને એ રીતે બધુ અર્પીને ગુરુ શિષ્યને સવાયો કરે છે.

"પારસમેં ઔર સંતમેં, બડો અંતરો જાણ,
એ લુહા કંચન કરે, ઓ કરે આપ સમાન."

આવા ગુરુનો કોઇ સાહેબ નથી, બધા પર એની સાહેબી છે. એ નિર્વિકાર ને નિર્ભય છે. અપાર સૃષ્ટિનો જ્ઞાન-મનીષાથી પાર પામનાર એ કવિમનીષી છે. ત્રિકાલાબાધિત સત્યોની સૂઝ એણે આત્મસાત્ કરી છે. વિશ્વની સચરાચર સૃષ્ટિનો જ્ઞાતા બનનાર ગુરુ સૃષ્ટિસર્જનનો મીમાંસક છે.

"નિરવિકાર નિરભય તું હી, ઔર સકલ ભય માંહી,
સબ પર તેરી સાહેબી, તુમ પર સાહેબ નાંહી."

"ગુરુ વિના જ્ઞાન ન મળે" એ કહેતીની પાછળ યોગદર્શનનો જપતપ, સંયમ ને શીલનો જ જ્ઞાનનો મહિમા છે. બધુ ઘૂમી વળો પણ જ્ઞાન તો ગુરુની પાસે જ મળવાનું છે. "ફિરફિર ફિરઘર સબ ઢૂંઢિયા, દેખા દેશ વિદેશ, જ્ઞાની રામ પાયા નહિ, હૈ બિના ગુરુ ઉપદેશ." આવો ગુરુ તેજ-પુંજ સમાન છે. એની પ્રજ્ઞા સૂર્ય સમાન તેજસ્વિની છે. જ્ઞાનના આલોકથી વિશ્વના અણુએ અણુને એ અજવાળે છે.

"તેજપુંજ સદ્‌ગુરુ મીલે, જૈસા સૂરજ ભાવ,
સબ અંધિયારા મિટ ગયા, એ જ્ઞાની દેખા આવ"

"ગુરોસ્તુમૌનં" જેવી ઉક્તિ ગુરુ - શિષ્યના અપાર પ્રેમનું નિદર્શન કરાવનાર છે. એમાં માત્ર મૌનમાં વસતા ગુરુની પ્રતિભા શિષ્યના બધા જ સંશયોને છિન્ન કરી શકે એવું સત્ય છુપાયું છે. આ વિષય પર આરુણી અને અન્ય શિષ્યોની કથાઓથી પુરાણસાહિત્ય ભરપૂર છે. આવા ગુરુના શબ્દનો પાર વેદ પણ પામી નથી શકે એમ.

"એક શબ્દ ગુરુ દેવકા, તાકા અનંત વિચાર,
થાકે મુનિજન પંડિતા, વેદ ન પાવે પાર."

અંતરાત્માને પણ ગુરુ ગણવામાં આવ્યો છે. મહાત્માજી આતમરામના અવાજને મહત્ત્વ આપતા ને એ "રામ"નો મંત્ર જપતા. એમાં પણ આતમરામની સાક્ષાત્ વિભૂતિમંત વંદનાનો જ ભાવ આપણને લાગે છે, એમ કબીર તો સાખીમાં કહે છે :

"કબીર વહો નર અંધ હૈ, ગુરુ કું કહેતે ઓર,
હરિ ગુરુ રહે મેં બસત, ગુરુ હૈ નહિ ઠોર."

ગુરુ, શિષ્યની કસોટી કરનાર છે. એમાં શિષ્યે પાર પડવાનું છે. આવા શિષ્યને જ ગુરુ પોતાસ્વરૂપ બનાવે છે.

"જ્યું સોની સોનું કસે, સબ મેલ નાખે શોધ.
જ્ઞાની ગુરુ કૈસા કસે, સબ કામ કાટે બોધ.
જ્ઞાની ગુરુ ઐસા કસે, જૈસા લોહ લુહાર
સબહી મિટાવે કલ્પના, દિખાવે આપ દિદાર."

શરીરની વાસનામયી વિષવેલને અમૃતમયી કરનાર ગુરુ છે. આવા ગુરુ માટે પ્રાણાર્પણ પણ ઓછું છે. જીવનમાં અમાપ વેદનાએ પડેલી છે. એને સહ્ય બનાવનાર સંજીવની ગુરુ પાસે છે. જીવનના દુઃખમય ગૂઢ અજ્ઞાન ને અંધકારને વીંધી નાખનાર વાણી તો ગુરુની છે.

"યહ તન બિષકી બેલરી, ગુરુ અમૃત કી ખાન,
શીસ દિયે જો ગુરુ મિલે, તો ભી સસ્તા જાન."

ગુરુનું જીવન એ જ્ઞાનની ઉપાસનાના યજ્ઞ જેવું છે. એ પોતે જ્ઞાન આપીને પણ જ્ઞાનને જ પોષે છે. ઈશ્વરના સાંનિધ્યની ઝંખના એ જ એની સાધના છે ને એ માટે એનું સાધન જ્ઞાન છે. તત્ત્વદર્શનની સૂક્ષ્મ તર્ક-શુદ્ધ આરાધના તે આપણને આપે છે. ઉપનિષદો વેદોના ભાષ્યરૂપ ગણાય છે. ઉપનિષદોનો ગુરુની પાસે બેસીને મેળવવાનું જ્ઞાન એવો અર્થ ઘટાવાયો છે. ગુરુની સંનિધિ એ જ જ્ઞાનની સંનિધિ શિષ્યને મન બની રહે એ ઉપનિષદોની ભાવના છે. "જ્ઞાનાંજનશલાકા"થી અંતર્ચક્ષુને વિરાટ સમક્ષ ધરી દે, ત્યારે મમભાવ વિગલિત બને છે. બધામાં અજરઅમર પરમાત્માનો આલોક દૃશ્યમાન બને છે.

અનાહત નાદની સૃષ્ટિ શબ્દબ્રહ્મના સાક્ષાત્કારથી અંતરને સભરે છે. અજપાજાપનું રટણ શરૂ થાય છે.

"શ્વાસાકી કર સુમરની, કર અજપા જાપ
પરમ તત્ત્વકો ધ્યાન ધર, સોહં આપો આપ."

ભજનમાં "નુગરો" શબ્દ ગાળ ગણાય છે. કેટલાક પંથો ગુરુના પૂજારી છે. ગુરુના મહિમાને એમણે જીવનભર પ્રકટ કર્યો છે. ગુરુના જીવનધ્યેયનું ગુરુ બનીને સાચું આચરણ પણ પંથોએ કર્યું છે. આવા ગુરુ "કરણી બિના-કથની કથે" એમ નહોતા. પણ સમયની બલિહારી કહીએ તો સાચા ગુરુ પણ મળવા મુશ્કેલ છે. આ માટે ગુરુની પણ પરીક્ષા શિષ્યોએ કરતાં રહેવી જોઇએ. કબીર જેવા એટલે જ કહે છે:

"કરણી બિના કથની કથે, અગનાની દીન રાત
કુકર જ્યું ભુંકત ફીરે, સુની સુની ઇબાત.
કહેતે સો કરતે નહિ, મુખકે બડે લબાડ.
કાલા કબ લે જાયગા, સાહેબ કે દરબાર.
પંડિત ઔર મશાલચી, દોનુંકુ સૂઝે નાહિ.
ઔરનકુ કરે ચાંદના આપ અંધેરી માંહી."

સાચા ગુરુનો મહિમા એ જ ભજનિકોને મન ઇષ્ટ ને શ્રેષ્ઠ ભજનતત્ત્વ છે. એમને તો "ઝહેર પિલાવે સાચકા સો બીરલા તો કોક" એવો ગુરુ જોઇએ છે. આવા ગુરુ દુન્યવી વિકારો દ્વેષ, પાપ, વેર-ઝેર, હિંસાથી પર છે. એનો સ્વાર્થ જ્ઞાનવિતરણનો છે. એણે અમર પિયાલો શિષ્યને પાવાનો છે.

અમર પિયાલો મારા સદ્ગુરુએ પાયો,
મન મસ્તાના જો ફરું "દીવાના" – રવિદાસ

## આગમ, પ્યાલા, આરાધ ઇ. માં ગુરુભક્તિ

સાખી સ્વરૂપમાં ગુરુમહિમા જોયા પછી હવે અન્ય ભજન-સ્વરૂપોમાં એ વિષે ચર્ચા કરીએ.

આગમ, પ્યાલા, આરાધ અવળવાણી વગેરેમાં ગુરુભક્તિ સભર છે. વાણીની ચેતનાનો સંસ્પર્શ ગુરુના અપારપ્રેમથી જ પામી શકાય. ગુરુ આવતાં જીવનમાં અંધારનાં પડળો દૂર થઇ જાય છે:

"અજવાળું હવે અજવાળું, ગુરુ આજ તમ આવ્યે રે મારે અજવાળું"
સદ્ગુરુ શબ્દ જ્યારે શ્રવણે સુણાવ્યો,
ભેટ્યા ભીમને ભાંગ્યું ભ્રમનું તાળું-
ગુરુ, આજ તમ આવ્યે રે મારે અજવાળું — જીવણ

ગુરુમાત્ર કરૂણાભર્યાં નેત્રોની પ્રેમવર્ષા જ કરનારા નથી; એ તો છે - જન્મ-જન્માંતરોની અંધારલીલાને વિદારનાર જ્ઞાનજ્યોતિ. "માનવીનાં પટડામાં ઘોરઅંધારું વરતાય છે ને અત્યંત વિકટ યમ-ઘાટ આગે મોં ફાડીને પડ્યો છે. ત્યારે ગુરુ વિના કોઇ અંધારા ઉલેચે તેમ નથી, હાથ પકડીને વાટ બતાવે તેમ નથી. એટલે તો મૃત્યુ-લોકમાં બોધિયા, ભેરુ ને મૂર્તિમંત કરુણા સમા ગુરુનો મહિમા ગાતાં આપણા ભજનિક સંતો કદી થાકતા નથી."[1] આમ ભજનમાં ગુરુ કેવા મનાઈ છે, એની પ્રતીત અનેક ભજનોમાંથી મળી રહે છે.

શિષ્ય પણ ગુરુને કેટકેટલા ભાવે સ્મરે છે! એતો ગાય છે:

"વખના ભરેલા અમે જંગલના જીવડા,
અવધિના બાંધ્યા ગુરુ ઊભા છઇએ."

માણસ અંતે તો પ્રાણી જ છે ને! એના પશુભાગને દેવત્વની કોટિમાં મૂકનાર બુદ્ધિ જાગ્રત કરે છે તો ગુરુ જ. આવા જંગલના જીવડા જેવા ઝેરી સર્પ જેવી વૃત્તિવાળા માનવને નિર્વિષ કરનાર એ છે. ફરીને અવધિનાં છ માસ પૂરાં થતાં સર્પને ઝેર પાછું મળે એમ માનવ પણ ગુરુમંત્રથી પાછો ચલિત થાય છે ને ફરી ગુરુ શરણે જ જાય છે. આવા ગુરુનો પ્રતાપ થતાં "સપના જેવો છે સંસાર" એમ કહેનારા પણ છે.

"દયાનંદાસે ધરા તપાસી તો, ભાનદાસ છે ભેળા,
ગુરુ પરતાપે બોલ્યા "રવિ સાબ"તો વરતી લિયો વેળા રે."

---

1. શ્રી મકરંદ દવે.

ધ્યાનદાસ એ ધ્યાનસ્થ અભ્યાસમૂર્તિરૂપ શિષ્યનું પ્રતીક છે. ભાનદાસ એ સભાન જાગૃતદશાનો સંકેત છે. આ રીતે ગુરુ-કૃપા થતાં વેળા-સમયની ભૂમિકા રૂપ જ્ઞાનોપાસના શરૂ થાય છે.

ભજનિકોને મન જ્ઞાન એ અભાનદશાની મસ્તી નથી એ તો સભાન ચેતનાની જ્યોતિરૂપ લીલા છે. એથી જ જ્ઞાનનો અર્થ બહુ જ વિસ્તૃત અર્થમાં લેવાનો છે. જગતના જડચેતનમાં વ્યાપ્ત જ્ઞાનના સર્વ પ્રદેશો શિષ્યને ગમ્ય થવાં જરૂરી છે. બ્રહ્માંડની અનંત ને શાંત પ્રકૃતિલીલાની અપારશક્તિમાં મન-પ્રાણ-આત્માના સર્વ વ્યાપારોને સંબધ્ધ કરવા જોઈએ. આ માટેની અગોચર વિદ્યા એના વિના બીજું કોણ આપે? આપણા યોગાભ્યાસમાં આની પૂર્ણ અપેક્ષા છે. તો નાદબ્રહ્મના ઉપાસનામાર્ગોમાં યોગસાધના અત્યંત આવશ્યક ગણવામાં આવી છે.

શિષ્યની સાધનાની અનેક રીતે પરીક્ષા કર્યા પછી, ગુરુ એને જ્ઞાનોપદેશ આપે છે. આ વિધિને "પ્યાલો પાયો" તરીકે ઓળખવામાં આવી છે. આવા પ્યાલા પાયા પછી શિષ્ય જે ભજનવાણીના ઝંકૃતિમય આલાપ આરાધે છે, એમાં શબ્દે શબ્દે ગુરુપ્રેમ પ્રકટે છે :

"પ્યાલો મને પાયો રે, ગુરુએ અતિ પ્રેમ કરી,
પરિબ્રહ્મ ભાસ્યા રે, અદ્વૈત સફળ ફળી      પ્યાલો.
સદ્ગુરુએ શ્રવણરસ રેડીયો, ચોંટયો રદિયા માંહી
સાંધે સાંધે સંચરો, ઉનમુની રહે હેરાઇ,
રોમ રોમ પ્રકટી રે, પાછી વાળી નવ વળી, પ્યાલો.
કથણીને ભકણી સરવે છૂટી, કેના ગાવાં રહ્યાં ગીત?
ખોલણહારો આપે ખોવાણો, આપે આપ ~~અદ્વૈત~~ અદ્વૈ
"રવિરામ" રસ કહે કુણ શું, વસ્તુ વણ જીભ્યાની
ઘટો ઘટ બોલે રે, સ્વાંગ તો અનેક ધરી."
~~—પ્યાલો.~~
—રવિદાસ.

આવા સાધનામંત્રો અપાતાં જ શિષ્યને પૂર્ણ બ્રહ્મનો જ્યોતિમય માર્ગ લભ્ય બને છે, અગોચર ગોચરબને છે, અશ્રાવ્ય શ્રાવ્ય બને છે, અ-સ્વાદ્ય

એવો રસ ચાખવા મળે છે, અસ્પૃશ્ય સ્પૃશ્ય બને છે, એ રીતે રસ, રૂપ, સ્પર્શ આદિનો અલૌકિક આનંદ પ્રાપ્ય બને છે. રોમરોમમાં સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્માનો અનુભવ થયા કરે એમાં ગુરુકૃપા જ છે.

સદ્ગુરુ વિના જીવનરહસ્યોનું દર્શન કોણ કરાવે! અને એ રહસ્યો પામતાં તો દીલમાં દીવો અખંડ પ્રજ્વલ્યાં કરે, ભવના બંધનો ટળી જાય, અક્ષરાતીત પરમતત્ત્વ લક્ષ્ય બની જાય, આત્માનું કુંદન પ્રભુમય પાટમાં પરિણમે ને એમ થતાં સોહમ્ શબ્દની લેહ અજપાજાપ રૂપે ઘટડામાં લાગી જાય.

"દલ તો દરિયામાં અખંડ દીવો, દેખ્યા બિના મન મારું ડોલે.
ભાઇ ભ્રાંતિના ભુલા, ભાવો ભવ ભુલા, સતગુરુ બિના તાળાં કોણ ખોલે?
આ કાયામાં રતન અમુલખ... વસ્તુ ભરેલ માંહે વણ તોલે
સોહમ્ શબ્દકા, કરી લે ગુજારા, "મેરામ"સતગુરુ માંહે બોલે."–રવિદાસ.

સંસારની અસારતા જીવનને કલુષિત કરી નાખે, વેદનાના વણઝારા જેવું જીવન બની જાય, આવી દશામાં મનવો વૈરાગી બને છે.

"હમ જોગી સો રહે અકેલા, સતગુરુ ભાણ-જ્ઞાનીકા ચેલા
સદ્ગુરુ આગે કરી લીના, સતગુરુ બિના મન રહે બહુ દીનાં
હીરદે જ્ઞાન-ગુરુ પ્રગટાનાં, હમહી મીટે હમ રહે નહિ દાનાં,
હમ નહિ થાવર જંગમ કરમાં, હમ નહિ જાતવરણ આસરમાં,
હમ નહિ પૃથ્વી પવન નીર તત્ત્વા, હમ નહિ કવી સૃષ્ટિ ન સત્ત્વા"
– રવિદાસ.

ગુરુ – સ્વરૂપમાં આત્મવિલોપન આટલી હદે ભક્ત કરે છે તે એ રીતે મનમસ્તીનો મારગડો કાપવા સમર્થ બને છે.

છેવટે તો એકલનો બેલી, નોધારાનો આધાર, અનેકનો બેલી એવો પ્રભુ જ સાચા અર્થમાં સદ્ગુરુ છે.

" એવા સતગુરુ નોધારાના આધાર, એવા એકલના બેલી રે,
ભાંગ્યાના ભેરુ હોજી – રવિદાસ.

સત્ય પણ જો માનવરૂપે જન્મે તો! પણ એ તો માનવમાં પ્રકટી શકે ને એવા સત્યસ્વરૂપ ગુરુનો મહિમા વંદનીય છે.

"કોઇ જાગંદા, કોઇ ચેતંદા, સપનેકી બુધ્ધિ સમજ —— ટેક
એક દિન જાગે, દો દિન જાગે, કહાં ભયે સપન ઘેન મદમાણી,
જૈસા ચંદા બીજકા પ્રગટયા, ફેર અંધારી રાતી ——કોઇ જાગંદા.
સત્ય શબ્દ સતગુરુકા ગ્રહી લે, દેખ તપાસી નામા."—રવિસાબ

ભજનમાં સતસંગને પણ ગુરુ સમાન ગણવામાં આવ્યો છે. "આવા સંતને જાણીએ શ્રી જગદીશ". બધું સંતને સોંપી ચાલીએ તો દૈહિક વિકારો શમી જાય, મમભાવનો નિર્લેપ સાધી શકાય. અંતરમાંથી હું – તું ટળી જાય, હરિરસ પીનાર અને એમાં જ લીન રહેનાર ગુરુ અખંડાનંદનું ધામ છે.

"હરિરસ માંહી રે, રસરૂપ થઇ રહ્યો રે, હાં રે સતગુરુ સાચા રામ
—— —— —— —— હાં રે એ તો અખંડાનંદનું ધામ."

"તન મન સોંપ્યું રે, સદ્ગુરુ ચરણાં રે, પ્રેમે પિયુજીને કીધા હાથ
અહોનિશ જાણું રે પ્રેમ – આનંદમાં રે, જ્યાં જોઉં તો હરિ ભરપૂર."

જીવનના હલાહલને હરી લેનાર ગારુડી તરીકે ગુરુને બિરદાવવામાં આવે છે:

"સતગુરુ મેરે ગારુડી, કીધી મુજ પર મે"ર,
ચોરો દીનો મરમરો, ઉતર ગયા સબ ઝેર."

અહંકારનો માર્યો માનવી પ્રભુમય કેવી રીતે થઇ શકે? "આપોપું" ટળી જતાં બધા જ સદ્ગુણો પ્રકટે છે. અનેક ભજનો આવા અહંકારનું વિગલન પ્રબોધે છે. એમાં સંત, ગુરુ, સતસંગ, જ્ઞાનચર્ચા, કર્મચર્ચા, પ્રારબ્ધ પર શ્રધ્ધા વિષે જ કહેવાયું છે; એમાં નિર્મળ મન–ચિત્તનો મહિમા ગાવામાં આવ્યો છે. અખૂટ શ્રધ્ધા, દૃઢ મનોબળ, આત્માનું દિવ્ય–સ્વરૂપ અનેક રૂપકોથી ગાવામાં આવ્યું છે. ગુરુકૃપા સર્વાત્માનું અખંડ દર્શન કરાવનાર છે. અમરપદનું લક્ષ્ય સાકાર કરનાર પણ એ જ છે. આવો ગુરુ સર્વાંગસુંદર છે. સર્વ ચૈતસિક ને માનસિક શક્તિને ગટગટાવીને પી જનાર પણ એ છે.

હુક્કાનું પ્રતિરૂપ અહીં કેવું શબ્દસ્થ થયું છે તે જુઓ:

"મેરા સતગુરુ હે સરવંગી, હુકા પિયો જી —
શ્રીફળ પ્રથવી પિંડ બ્રહ્માંડમાં, ઉપર મેરુ તણાં મંડાણ.
નીચે પીવે નૂર નિરવાણ, રસડા રંગી—
સહસ્ત્ર કમલની ચલમ કીની, તમાકુ તીન ગુણની લીની,
બ્રહ્મ અગની માંહે તલબી દીની, જળ જાબઉં જંગી —
પ્રેમે પાણી બડે તે પીવે, ગુરુગમ ગગન મંડલ અડાઅડે
તૃપ્ત હોય તો પૂરા મળે, સતના સંગી........
હરદમ હુકા પરગટ પીધાં, "રવિરામ" સદ્ગુરુ શબ્દે સિધ્ધા
અવિચળ પટા લખાવી લીધા, ભ્રમણાં ભાંગી.......મેરા."

જીવન એક સાધના છે. એ સાધના સફળ કરવા માટે કોઇ દિવ્ય પ્રેરણા જોઇએ, આંતરિક ચેતના જોઇએ. ચેતના જીવનના સર્વવ્યાપારોને ગતિમાન કરે છે. આનંદની સમસ્ત અંતર્વ્યાપી સંનિધિમાં માણસને એ મૂકી દે છે. પ્રેમનો પારાવાર હિલોળા લેતો અંતરમાં લાગ્યા કરે, ને નિરવધિ શાંતિનો અનુભવ થયા કરે, એવું સાધનાબળ ગુરુ જ અર્પી શકે. સચ્ચિદાનંદની અનુભૂતિ એ પણ પ્રભુસ્વરૂપનો એક સાક્ષાત્કાર ગણી શકાય. આવું નિરાળું દર્શન પ્રેરનાર ગુરુઓના ઋણસ્વીકાર અનેક પુરાણકથાઓમાં છે. આવા પૌરાણિક ગુરુ-શિષ્યના સંબંધોની ભૂમિકા ભજનસ્વરૂપોમાં છે. આથી ભાવસંદર્ભોની શ્રેષ્ઠતા સિધ્ધ થતી હોય એ કોટિના ગુરુઓ ને શિષ્યોના વિશેષ નામોનું રટણ ભજનમાં થયું છે.

"સતગુરુ મળ્યા, અમર જડિયા, પ્રેમ જ્યોત અજવાળાં"—સેવારામ

આપણા અનેક સંપ્રદાયો ને પંથોમાં ગુરુમહિમા કથા-ગાનથી વ્યક્ત થયો છે. નાથ સંપ્રદાય અઘોરપંથ, નિજાર પંથ, નિર્ગુણમાર્ગ, વગેરેમાં — ગુરુપૂજા આકંઠ ઝીલવામાં આવી છે. નિર્ગુણબ્રહ્મની ઉપાસનામાં ગુરુ એટલે જ બ્રહ્મસ્વરૂપ, મહામાર્ગીઓ તો ગુરુની દીક્ષા વિના પાટમાં બેસી ન શકાય એમ કહે છે. ગુરુની કંઠી બાંધ્યા વગર કોઇપણ પંથની —

આરાધના સિધ્ધ નથી એવી માન્યતા પણ કેટલાક સંપ્રદાયોમાં છે. સગુણ માર્ગના મૂર્તિપૂજક સંપ્રદાયો પણ ગુરુ – આચાર્યોનાં વંદનો ઉપાસનામાં સ્વીકારીને ચાલે છે. સંપ્રદાયો ને પંથો ગુરુ વિનાના મળવા કે પૂજવા યોગ્ય નથી, એવી દંત–કથાઓ પણ ભારતમાં ઘણી મળશે. નૂગરો શબ્દ જ ભજનની દુનિયામાં ગાળ – અપશબ્દ ગણાય છે.

ગુરુ શ્રધ્ધેય છે કઇ રીતે? આ પ્રશ્નનો ઉત્તર ગુરુ તરીકે પદને શોભાવનાર વ્યક્તિના જીવનક્રમમાંથી મળી રહેવો જોઇએ. શીલ જ્ઞાન અને સાધનાનો ત્રિવેણીસંગમ જે વ્યક્તિમાં આદર્શરૂપે સધાયો છે એવા ગુરુ હોવા ઘટે. એ કોઇ પણ વ્યૈક્તિને માટે આદરણીય ને આચરણીય છે. ગીતા પણ આવી આદર્શ ભાવનામયી વિભૂતિઓમાં પરમાત્માનો વાસ છે એમ કહે છે. અખૂટ શક્તિનું બળ ધરાવનાર શ્રધ્ધામૂર્તિઓ માનવતાના સજીવ સ્ત્રોતો છે. "મારું જીવન એ જ મારો સંદેશ" એમ કહેનાર ગાંધીજી જેવા સંતોની જરૂર જમાને જમાને જાગી છે ને સમાજે પોતાની દૃષ્ટિથી આવી વિરલ વ્યક્તિઓને ગુરુપદે સ્થાપી છે.

" હંસા ચલો સત્ ગુરુજીના દેશમાં,
—— —— તારી કગવા બુધ્ધિ મટી જાય રે,
ચલો સંત ગુરુજીના દેશમાં જી રે,
તારી આવાગમણ મટી જાય રે. "

– ડુંગરપુરી–

પ્રેમીને મન 'આત્મા ઓળખે તે વર' તો ભક્તશિષ્યને મન 'આત્મા ઓળખે તે ગુરુ' ગુરુ–ને ઓળખવા અનેક પ્રકારની યોગ્યતા જોઇએ. અંતરની સચ્ચાઇ અને અખંડ શ્રધ્ધાબળે કેળવેલો મનોનિગ્રહ ગુરુના દેવત્વને પિછાની ને પામી શકે.

<u>નિજારપંથમાં ગુરુ મહિમા</u> :–

" પણ સતગુરુ વચને, હળીને હાલીએ, મારો ધર્મ આપણે માગીએ.
સારમાં સાર વસ્તુ, તેમાં છે રે હાં... ને વચન બેઉ તેમાં મળે.

---

પર બ્રહ્મ કેરો સાર એમાં રે હાં...ને જોતા તે વસ્તુ તેમાં મળે ."
— મારકંડ ઋષિ.

ગુરુ તો ધર્મધુરંધર છે. એના ચરણોમાં પૃથ્વી વસે છે. અરે અઢારભાર વનસ્પતિ ને અષ્ટકુળ પર્વત પણ ત્યાં જ રહે છે. આવો ગુરુ એકવીસ બ્રહ્માંડમાં રમી રહ્યો છે:

" ધર્મધુરંધર, ધન્ય કહીએ રે હાં... સનાતન નિજારી પૂરતો તેને કહીએ
અષ્ટકુળ પર્વત પચાસકો, પૃથ્વી તેના ચરણમાં ઠરી રહી હાં...
અઢારે ભાર વનસ્પતિમાં, એક ઠાલું નથી, કાં એકવીસે બ્રહ્માંડમાં રમી રહ્યં
— મારકંડ ઋષી

ભજનોમાં મરજીવા તરીકે ગુરુને બિરદાવવામાં આવે છે. ધર્મસાગરમાંથી મોતી વીણી લાવનાર ગુરુ અલખદર્શન કરાવે છે.

" પણ સતને કારણ, શીશ ઉતારીને ચાલે....."
" પોતા તણું તો નવ ગણે, પરમારથ પહેલાં સહુથી પહેલે ચાલે.
તે મરજીવા પુરુષને, અલખને મળે હાં..... — મારકંડ ઋષિ

આવા ગુરુને શેષ સરખા પણ જપે છે:

" શેષ સરખા પણ, જેને જપે રે હાં... ને તેનું દર્શન કર્યાં કરે. "

ગુરુને આરાધનાનો ધર્મ ?

" આરાધી પુરુષ તો તેને કહીએ હાં..
આરાધી હોય તેને આરાધવા હાં રે હાં. "

ખોટા ધર્મસાધુઓ પણ નિંદાપાત્ર ઠર્યા છે :

" નામ સાધુ ને આચરણ કોણ ન ટળે ,
સતગુરુ શાસ્ત્રનું કહ્યું નવ માને
આપો મુને અભિમાન ન ટળે, ઉકરતીનો આહાર ન મલે "

મહાભક્તો પણ કેવા હોવા જોઇએ ?

" મહાભક્ત તો કોને કહીયે રે હાં......

આપે તે અજાગી રહે.

પ્રેમે કરીને પરમારથ આદરે,

પોતાનું પુન્ય લઇને ગુરુજીને સોંપે"– મારકંડ રૂષિ.

કબીરપંથમાં ગુરુ મહિમા

"ગુરુ ગમ વિના વાત કૈસી, સત ગુરુ બિના વાત કૈસી?

કોઇ મિલે સંત ઉપદેશી, કોઇ મીલે સંત ઉપદેશી.

---

કોઇ ઓરે સોનારૂપા, કોઇ ઓરે હીરલા, મારો સતગુરુ ઓરે હીરલા."

— કબીર.

ગુરુ પાસે જઇ જ્ઞાનબુધ્ધિ લાવવાની વાત કબીર કરે છે. એ રીતે અભયપદ પામવુ છે. એના ચરણમાં તન,મન ને ધન અર્પણ કરવુ છે. એના આપેલા મંત્રરૂપ શબ્દને જીવનમાં ઉતારવા છે અને દુર્મતિ દૂર કરવી છેઃ

" ચાલો જાયે ગુરુજીની પાસ, જ્ઞાનબુધ્ધિ લાવીયે,

લઇએ અલકજીનાં નામ, અભેપદ પામીએ.

તન મન ધન અર્પણ, ગુરુજીના ચરણમાં.......

સદ્ગુરુજીએ શબદ દીયાંપણ શબદ નવ લિયા. — કબીર.

ગુરુ શબદ-બાણ ફેંકીને જડતાનો ઘાત કરે છે :

" હૈ જ્ઞાન ધ્યાનસે મારાં, સતગુરુ, જ્ઞાન ધ્યાનસે મારાં.

છૂરી ન મારી,કટારી ને મારા,શબ્દુના મારલ ન્યારા"--કબીર.

સુકરણી કરીને માનવતા આચરીયે :

"સુકરત ફૂલ ગુલાલ કે, ગુરુ વિના લખ્યો ન જાવે " -- કબીર

ચંચળ મનને ગુરુ વિના કોણ સમજાવી શકે !

"મન તોહે કેહી વિધ સમજાઉં" આ આખું ભજન ભાવાભિવ્યક્તિના નમૂના તરીકે સુંદર છે.

"ગુરુ બિન કોન બતાવે બાટ, બડા વિકટ યમ ઘાટ.
ભ્રાંતિ કી પહાડી નદિયાં, બીચમેં અહંકારકી લાટ.
કામ ક્રોધ દો પર્વતકાઢે, લોભ ચોર સંગાથ.
મદ મત્સરકા મેહ બરસતા, માયા પવન બહે દાટ
કહત "કબીર" સુનો ભાઇ સાધુ, ક્યોં તરના યમઘાટ?"

કબીરનું ગુરુને વિષય તરીકે મઢી લેતું આ ભજન <u>નિર્ગુણબ્રહ્મ</u> એ જ જાણે કે ગુરુ છે. એવા ભાવ વ્યક્ત કરે છે. ગુરુના મૌનને જ લક્ષ્યીભૂત કરતું આ ભજનની ટેક સૂચવે છે કે ગુરુ "નિરબાણી" મૌનરૂપ ને નિર્વાણ- મોક્ષ-રૂપ છે:

"સદ્‌ગુરુ નિરબાણી નિરબાણી,
અને રાણી મુક્તિ ભરે છે પાણી......ટેક.

---

ભજનોમાં ગુરુસ્વરૂપનો આવો અપૂર્વ મહિમા ભિન્ન ભિન્ન સંપ્રદાયોએ વર્ણવ્યો છે.